ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ



# બે-બોલ!!

એજી! ખટ્ દરશન તો સુન પુજાવે !
સતપંથ-ધર્મ કો મમ ન પાવે !

* * [પીર-સદરદીન]

દુનિયામાં ધરમોની હરીફાઈમાં ઈસ્માઈલી-ફીરકો સતપંથના નામે ઓળખાય છે. અને સતપંથ—એ સેરાત્લ-મુસ્તકીમનો ગુજરાતી અર્થ છે—આ ઉપરથી ઈસ્માઈલી પીરોએ-ઈસ્લામની તાઅલીમ ગુજરાતી ભાષામાં કેવી સરસ રીતે આપેલી છે તેનો ખ્યાલ થશે.

ખરી રીતે જોતાં ધર્મ કોઈપણ ખોટો હોયજ નહીં. માત્ર અંજામે પહોંચવાના સાધનોમાંજ હેરફેર હોય છે. બધાઓને ખુદાના દરબારમાંજ જવાનું છે. પરંતુ ટુંકે અને આસાન રસ્તે સફર કરનારને રાહબર (ભોમીયા) વગર ચાલશે નહીં.

આ સિદ્ધાંત અનુસાર આપણને દુનીયામાં મનાતા મુખ્ય ધર્મોની તપાસ કરવાની આવશ્યકતા લાગશે. અને

૨૩૦૭૮

તે મુજબ ઘણાખરા મુખ્ય ધર્મોના સિધ્ધાંતો જાહેરમાં પ્રગટ થયેલાં છે. ત્યારે સતપંથના નામે ઓળખાતા ઇસ્માઇલીયા ફીરકા વિષે જાહેર પ્રજાવર્ગ અજ્ઞાત છે. તેનાં કારણોમાં આજ સુધીની અપ્રસિધ્ધતા મુખ્ય છે. અને જે થોડો ઘણો પ્રચાર હમણાં હમણાં થવા લાગ્યો છે. તેમાંયે પધ્ધતિસરનાં બંધારણ વગર એક સળંગ નીયમ તરીકે સતપંથને ખરી રીતે કોઇ જાણતુ નથી બલ્કે સતપંથના ટીકાખોર અનુયાયીઓ ખુદ તેનાં ઉંડા અભ્યાસની ગેરહાજરી ના લીધે. ઉલટા સુલટા મતલબ પ્રગટ કરી જાહેર આલમને પોતાની વિદ્વતાના ફાંફાંમાં બંભેરે છે.

આવા કારણોને લઇ તે સતપંથની ચોક્સ તાલીમના બોધ પાઠો જે ઇસ્માઇલી મહાન પીરોનાં મુબારક હાથે રચાયા છે. તેમાંથી એકાદનું અત્ર અવલોકન કરવાની જરૂર માનવામાં આવે છે.

અને રેફ્રેન્સ સાથે રજુ કર્યા હોવાથી ઇસ્માઇલી પીરોની તાલીમ કેવી મહીમા વાળી અને દુનીયાના લોકોને ધર્મ માર્ગમાં એકત્ર કરનારી! તથા વેદીક અને ઇસ્લામી બાબતોના એક સરખા પાઠ શિખાવે છે તે સહજમાં જણાઇ આવશે.

"અહં બ્રહ્માસ્મિ" અને "અનલ્ હક્ક" ની એકતા કેવા પ્રકારની છે તે સમજવાને ઇસ્માઇલી પીરોનો પ્રમાણ

કેટલો ઉચા દરજ્જાનો છે, તેનું દસ્ય આ બુકમાં મળી આવશે.

'પિંડે સો બ્રહ્માંડે" એટલે જે જે રચના બ્રહ્માંડમાં છે તે દરેક મનુષ્યનાં પિંડમાં એટલે શરીરમાં છે. એ વેદાંતના સિધ્ધાંતને ઇસ્લામ નીચેના શબ્દોમાં સ્વીકાર કરે છે કે: —

આયાત= "સનોરી હિમ્ આયાતેના ફીલ આફાકે, વફી
"અનફોસે હિમ્ હત્તા યતઃ બય્યનઃ લહુમ
"ઇન્નલ હકકો અવઃલમ્ યકફે બે રબ્બેકઃ
"અન્નહુ અલા કુલ્લે શયઇન શહીદ.

* * [ સુરે–હા–મીમ. ]

એટલે–અમો નજદીકમાં એને અમારી નીશાનીયો જે દુનીયામાં છે. તે બધી તેના (મનુષ્યના) શરીરમાં દેખાડીશું. ત્યાં સુધી કે તેને તે વાત જાહેર થાય કે તે બરાબર છે.

* * *

ઉપલી કુરઆનની આયતની તફસીરમાં હઝરતઅલી અ૦ મે ફરમાવ્યું છે કેઃ–

બૈત { અતહસબો અન્નકઃ જીસ્મુન સગીર,
વફીકઃ વ-તવા આલમુલ કબીર.

* * *

અર્થ—મનુષ્ય નાની દુનીયા છે. અને તે મોટી દુન્યાનો નમુનો છે.

મજકુર–વેદીક, અને ઇસ્લામી બાબતો નિષ્પક્ષપાત રીતે ગુજરાતી ભાષામાં વરણવનાર ઇસ્માઇલી પીરકાના વિદ્વાન પીર સદરદીન સાહેબે પોતાના અનુભવ સિષ્ધ જે બોધ કર્યો છે; તે આ બુકમાં માત્ર એકજ જ્ઞાનની કડીયો ઉપરથી દરેક સુગ્ન સહેલથી સમજી શકશે.

હીન્દુ–મુસ્લીમ ઐકયતાનાં ચાહકોને આ પ્રયાસ માર્ગ દર્શક થઇ પડશે, ત્યારે તેનાં વીરોધીયોને સત્ય પ્રગટ થશે.

વરતેજી.



# આત્મ દર્શનની બાબતમાં.

## હઝરતઅલી અ. નો–ઉલ્લેખ.

### [ હયાતુલ કોલુબનો ઉતારો. ]

પ્રથમ મનુષ્ય ધર્મ સમજવા માટે ગુરૂ અથવા ઇમામની તાબેદારીની જરૂર પડે છે, તે બાબે વેદ ધર્મ અને ઇસ્લામ–એક મત છે. કે ગુરૂમંત્ર મેળવ્યા પછી ખુદાઇ દિદાર અથવા આત્મ દર્શનનો માર્ગ પ્રાપ્ત થાય છે.

જેને સતગુરૂ અથવા ઇમામ કહેવામાં આવે છે, તે ખુદા તરફનો પ્રતિનીધી રૂપ હોવાથી, હમેશાં તે કુલ જેહાનમાં એકજ હોય છે; જેને બરાબર ખાત્રી પૂર્વક શોધ કરીને મેળવવો જુવે. કારણ કે મૌલાના રૂમી કહે છે કેઃ—

**અયે બસા ઇબલીસ આદમ રૂઇ હસ્ત,**<br>
**પસ ન બાયદ હર કસીરા દાદે દસ્ત.**

એટલે:—સતગુરૂ અથવા જમાનાના ઇમામનો દાવો કરનારા ઘણા ઇબ્લીસો આદમ રૂપે હોય છે. તેથી તું તારો બેઅત કરવાનો હાથ મિસાક

લેવા માટે કામેલ મુરશીદ એટલે જમાનાના
ઇમામને ખાત્રી કરીને આપજે.

ખુલાસો એ કે, દુનિયાની ઉત્પતિની સાથેજ જીવન રૂપે સતગુરૂ અથવા ઇમામ પુરૂષ રૂપમાં રેહતો આવ્યો છે. તેનેજ ગોતીને તું મનુષ્ય જીવન નું સાર્થકપણું મેળવવા આત્મદર્શન કરવાનો મંત્ર મેળવજે. કારણ કેઃ—

**હદિસઃ**—મન અરફઃ—નફસહુ ફકદ અરફઃ રબ્બહુ.

**એટલેઃ**—જેણે પોતાના આત્માને ઓળખ્યો તેણે ખુદાને ઓળખ્યો.

**કુરઆને શરીફમાંઃ**—પણ એજ મતલબ માટે ફરમાવેલું છે કે "સનોરિહિમ આયા-
"તેના ફીલ આફાકે, વફી અન-
"ફોસેહિમ હત્તાયતઃ—બય્યન—લહુમ્
"ઇન્નલ હકકો અવઃ—લમ્ યકઃ—ફે
"બે રબ્બેકઃ—અન્નહુ અલા કુલ્લે
"શયઇન શહીદ."

**તરજુમોઃ**—હમ અન્કરીબ ઉન્કો અપની નિશાનીયાં આફાકે આલમમેં દિખલાયગેં ઔર ખુદ ઉન્કી ઝાતમેં યહાં તકકે ઉસ પર યહેબાત ખુલ જાયગી કે યેહ હક હયે. [સુરે—હૉ—મીમ]

તરફસીરમાં હઝરત અલી અ. સે. ફરમાવ્યું છે કેઃ—

અલાહુસબો અન્નક જીરમુન સગીર!
વફીકા વવા આલમુલ કબીર!

**અથ:**—ઇન્સાન આલમે સગીર હયે, ઔર આલમે કબીરકા નમુના હયે!

**યા અને:**—આદમી કે બદનમેં "ઇસ્તખ્વાન" માનીંદ પાહાડું કે, બાલાએ જમીન હયે.

**ગોસ્ત:**—બમન્ઝલે ખાક.

**છોટી બડી રગેં:**—નેહરૂં કે માનીંદ હયે.

**આદમીકા સર:**—જો કે અકસર મશઅરો કુવ્વાકા મકામ હયે ઔર તમામ બદનસેં બાલાતર વોહ આસ્માનુ કે માનીંદ હયે. જીન પર "કવાકબ" રોશન સાકીન હયે ઔર ઉન્કા "પરતવ" જમીન પર ગીરતા હયે. જો બુખારાત માઅદાસેં સઊદ કરકે દેમાગ તક પહોંચતે હયે. ઔર વહાં સર્દ હોકર ચસ્મો દિમાગસેં ટપકતે હયે! વોહ ઉન બુખારાત કે માનીંદ હયે. જો જમીનસેં બુલંદ હોકર કુરરએ ઝમહરીર તક પહુંચતે ઔર ફીર વહાંસે મુતકાતર હોતે હયે.

ઔર નીઝ દિમાગકી કુવ્વતે મગઝે–મોહરા હાયે પુસ્તકે ઝરિયે સેં તમામ બદનમે પહુંચતે હયે! જીસ તરાહ સિતારૂંકી શોઆઅ જમીનમેં તાસીર કરતી હયે.

ઔર જીસ તરાહ જમીન પર સલાતિન વ હુકકામ હયે. ઉસી તરાહ ઇનસાનકે બદનમેં ભી બાઆઝ કુવ્વતે બાઆઝ કુવ્વતું કે ખાદીમ હયે ઔર ઇન સબકા બાદશાહ “નફ્સે-નાતેકા” હયે ! ઉસ્કી તાઅબીર આદમીકે દિલકે સાથ કરતે હયે ઇસ લીયે કે વોહ પહેલી “રૂહે હેયવાની” સેં તઅલ્લુક હાંસીલ કરતી હયે ઔર ફીર દિલસેં નશુદો નુમા પાતી હયે.

ઔર જીસ તરાહ દુન્યાકી આબાદી જાનીબે શુમાલ [ઉત્તર] વાકેઅહયો ઉસી તરાહ દિલભી જો કે આબાદીયે બદનકા બાઅસ હયે. જાનીબે શુમાલ [ઉત્તર] યાઅને બાંઇ તરફ વાકેઅ હુઆ હયે.

ઔર જીસ તરેહ બાદશાહ કે વઝીર તમામ રેઅયાકા રિઝક તકસીમ કરતે હયે ઉસી તરાહ આદમી કે જીગરમેં ભી જો કુછ હોતા હયે વોહ તમામ બદનમેં પહુંચતા હયે.

ઔર જીસ તરાહ જમીનકો બાઅઝ એસે ફુજલાત મિલે હયે જો કે દરિયામેં પહુંચતે હયે. ઉસી તરાહ આદમીકે બદનમેંભી મુકરર વ મુઅઇય્યન હુવે હયે.

[હયાતુલ કોલુબ ઉર્દુ જીલ્દ–ત્રીજી.]





# આત્મ—દર્શન.

અથવા

## મનુષ્ય–શરીરની દિવ્યતા !

---

રચનારઃ—ઇસ્માઇલી મહાન પીર જનાબ
સદરદીન સાહેબ.

[ મૌસુર માનવંત પીર સદરદીન સાહેબે પોતાનાં જમાનાનાં ઇમામ શાહ ઇસ્લામ શાનાં પ્રતાપે મેળવેલા અનુભવ ઉપરથી "આત્મદર્શન"ની બાબતમાં—જે જ્ઞાનના પવિત્ર પાઠોમાં બોધ આપ્યો છે. તેનો ભાવાર્થ અલ્પમતિ અનુસાર તેનો કંઇક ખ્યાલ આવે એવા શુભ હેતુથી અત્રે પ્રયત્ન કીધો છે. ] (વરતેજી.)

### ગિનાન.

સખી મહાપદ કેરી વાત, કોઇક જાણુરે?
જેને સતગુરૂ મલિયા સાર, સોઇ પિછાણુરે?
સખી "નાભ કમલ" ઘટમાંય, કે "સોહંગ ઉઠેરે?
તીયાં જાપ જપે છ "હંસ", કે તાર ન તૂટેરે?

સખી "ઇંગિલા" "પિંગલા" સાર, સુખમના નાડીરે?
તીયાં 'ચંદ્ર' 'સૂરજ' મળી બેય, કે 'મન્છા' મારીરે?
સખી "તરવેણી" ઘટ માંય, કે અખંડ જ્યોતિરે?
તીયાં ઝગમગ ઝગમગ થાય, કે વરસે છે મોતિરે?
સખી "વંકનાળ" મુકામ, કે સાચો કહિયેરે?
તીયાં 'નિરત' સૂરત' મળી બેય, કે પરચો લઇયેરે?
સખી એટલા સરવે નિશાન, કે મેલ્યાં નીચાંરે?
ભાઈ, તેથી ઉંચેરો દેશ, કે ચડવાં ઊંચાંરે?
સખી "પાંચ કોશ" પરગામ, કે નિશાન વારીરે?
તીયાં ધરિ "સૂરતિ"નું ધ્યાન, કે શ્વાસો મારીરે?
સખી સઘળાં રોમે રોમ, લાગ્યા જપવારે?
ત્યારે સઘલા તે ઘટનાં ચોર, લાગ્યા છિપવારે?
સખી પિંઢ તણીરે ખબર, કે સઘળી વિસરીરે?
જ્યારે સુરતિ ચડિ બ્રહ્માંડ, કે ફુટી નિસરીરે?
સખી અરશ કુરશનાં કોટ, જોયાં નિરખીરે?
એવા "સપ્તદ્વીપ" "નવખંડ", જોયા પરખીરે?
સખી વેદ કિતાબની માંય, એ ગમ નાંહિરે?
તિયાં નહિ દિવસ નહિ રાત, ધૂપ ન છાંઇરે?
સખી કેવા સરીખો નથી, એ મારો સ્વામીરે?
એતો જોયા સરીખો છેય, અલખ અનામીરે?
સખી અલખ અનામી સાંહેબ, લાગ્યા મીઠારે?
ભણે પીર સદરદીન શામ, મેં નજરે સું દીઠારે?



## ગિનાનનો ભાવાર્થ.

સખી મહાપદ કેરી વાત, કોઈક જાણેરે?
જેને સતગુરૂ મિલિયા સાર સોઈ પિછાણેરે?

**ભાવાર્થ**—આ જ્ઞાનની શરૂવાત પીર સદરદીન સાહેબ પોતે એવી રીતે કરે છે, કે ખુદાઇ દિદાર રૂપ આત્મ દર્શન કરવાનું "મહા પદ" એટલે "મોટું પદ" અથવા અનલ–હક્ કે અહં બ્રહ્માસ્મિ પણાનો દરજ્જો પ્રાપ્ત કરવાની વાત એટલે મંત્ર અથવા મોટા કામનો મંત્ર કોઇકજ જાણે છે કે જેને સતગુરૂ અથવા જમાનાનો ઇમામ મળ્યો હોય.

કુરઆને શરીફમાં પણ એજ હેતુ સર ફરમાવેલું છે કે "લા યાઅલમો તાઅવીલોહુ ઇલલલ્લાહ વરરાસે ખૂન ફીલ ઇલ્મ."

અને બીજે સ્થળે છે કેઃ—

"કુલ્લે શયઇન્ અહસયૂનાહો ફી ઇમામે મોબિન" તરજુમો–(પેલી આયતનો ) ખુદા અને રાસે ખુન ફીલ ઇલ્મ એટલે જમાનાના ઇમામ વીના ભેદની વાત બીજુ કોઇ જાણતું નથી.

**અર્થ**:—(બીજી આયાતનો)—દરેક વસ્તુ જાહેર ઇમામમાં ઘેરાયલી છે. તેવીજ રીતે હિન્દુ શાસ્ત્રમાં પણ છે કેઃ—

केवलं शास्त्र मुद्दश्य नहि कर्तव्यो हि निर्णयः
युक्ति हिने विचारेतु धर्म नाशः प्रजा यते

અર્થ:—કેવલ શાસ્ત્રમાં લખાયું છે તે વાંચવાથી નિર્ણય થતો નથી કારણ કે યુકિત વગરનાં વિચારથી ધર્મનો નાશ થાય છે.

સારાંશ એ કે ગુરૂ વડેજ સમજની યુકિત મળે છે તે વગર શાસ્ત્ર સમજાતું નથી.

આ દલીલોથી પીર સાહેબનાં કથનને ટેકો મળે છે, કે ખુદાઇ ભેદની વાત સતગુરૂ એટલે જમાનાના ઇમામ વિના મેળવી શકાતી નથી. વળી ઉરદુમાં સુફી પુરૂષે કહ્યું છે તેમ.

બીન ગુરૂ કોઇ ભેદ ન પાવા. !
ધરતી સેં આકાશ લોં ધાવા !

ત્યાર પછી જણાવ્યું છે કે:—

સખી "નાભ-કમળ" ઘટમાંય-કે "સોહંગ" ઉઠેરે !
તીયાં જાપ જપે છે "હંસ"-કે તાર ન તૂટેરે !

ભાવાર્થ—પીર સાહેબ. "મહાપદ" અથવા "અનલહક" નાં પદડાને ખોલતાં ખુલાસો કરે છે કે નાભ—એટલે ડુંટિના કમળ જે પેટનાં વચમાં હોય છે, ત્યાંથી "સોહં"નો જાપ શ્વાસ વડે

કરવો કે જ્યાં તાર ન તૂટે એવો જાપ—હંસ રૂપ આત્મા જપ્યા કરે છે! અથવા શ્વાસો શ્વાસ લીયે છે એ શ્વાસો શ્વાસ આવતો ને જતો હોય છે તે જ્યારે નાભિ કમળથી શ્વાસ ઉપડે તે "સોહં" જાપ કહેવાય ને "હંસો" તેથી ઉલ્ટો શ્વાસ જ્યારે પાછો ખેંચવામાં આવે છે તે છે. તે રીતે સોહં—હંસો એવા પ્રકારનાં શ્વાસ તાર તુટવા વગર એક સરખા ચાલુ કરવા એ આ વિષયની શરૂવાત છે.

સખી ઇંગલા પિંગલા સાર—કે સુખમના નાડીરે !
તીયાં ચંદ્ર સુરજ મલિબેય—કે મન્છા મારીરે !

ભાવાર્થ—ત્યાર પછી પીર સાહેબ ફરમાવે છે કે—શ્વાસો શ્વાસ નીયમસર ચાલુ થયા પછી તે શ્વાસ લેવાનું ને કાઢવાનું, સ્થાન નાકનાં બે નસકોરાં છે.

જ્યારે જમણું નસકોરૂં શ્વાસ લેતું હોય, ત્યારે "ઇંગલા" નાડીની ગતિ કહેવાય છે ને જ્યારે ડાબી ગમનું નસકોરૂં શ્વાસ લેતું હોય ત્યારે "પિંગલા" નાડીની ગતિ કહેવાય છે.; પણ જ્યારે શ્વાસો શ્વાસ નિયમ

સર ચાલું કરવામાં આવે છે, ત્યારે એક સરખી ધારા માફક બેઉ નસકોરાંમાંથી શ્વાસો શ્વાસ. આવવો જવો ચાલુ થાય છે, ત્યારે તેનું નામ "સુખમના" નાડી વહેતી કહેવાય છે.

*   *   *

હવે જ્યારે "સુખમના" ધારા વહેતી હોય, ત્યારે તેનાં દેહમાં આત્મ દ્રષ્ટિએ સુરજ અને ચંદ્ર બેઉ મળીને મનની ઇચ્છાને મારે છે. એનો મતલબ એ છે કે—ભમર–ગુફા [ત્રિકુટી] એટલે જાહેર આંખો બંદ રાખીને અંતર ધ્યાન=બે આંખની બે ભ્રમરોનાં મધ્યમાં દ્રષ્ટિ રાખીને આ જાપ ગુરૂમંત્ર મહાપદનો—મંત્ર જપાય છે. ને તેથી "સુખમના" નાડીની ગતિનાં પ્રભાવથી એ બેઉ સુરજ અને ચંદ્ર રૂપ જમણી ડાબી આંખોની આંતર જ્યોતિ ખૂલે છે ને જાપ જપનારને ખુદાઈ નુરનો તેજસ્વી પ્રકાર નજરે પડે છે. અને તેથી મનની ઇચ્છાઓ એટલે

---

નોટઃ—આ સુખમનાં નાડીના શ્વાસો શ્વાસ એકસરખી ગતિમાં હોય ત્યારે તે આત્મ દ્રષ્ટિને આગળ વધવાના માર્ગને ખુલ્લો કરી નાંખે છે દરેક જાપ જપનારને આ સુખમના નાડીનાં શ્વાસો શ્વાસની પ્રથમ જરૂરત છે. જ્યાં સુધી સુખમના નાડી ગતિમાં ન હોય, ત્યાંસુધી મહેનત ફળવા સંભવ નથી અને તેથી જાપ જપવા વાળાએ સુખમના નાડી વહેવાની આદત પાડવાની જરૂર છે.

દુન્યવી ખાહેશે। આ દિવ્ય જ્યોતિ જોવાથી મરી જાય છે. એટલે નાશ પામે છે.

નોટઃ—સુરજ અને ચંદ્ર એ જમણીને ડાબી આંખો રૂપ મનાય છે તે વિશે એક–મહાત્માનું કહેવું છે કે.

જબ સુર ચલત હુયે પિંગલા, તામે રવિકા વાસ;
ઇંગલા ડાબે અંગ હુયે, ચંદ્ર કરે પ્રકાશ!

ત્યાર પછી–પીર સાહેબ ફરમાવે છે કે.

સખી તરવેણી ઘટમાંય–કે અખંડ જ્યોતિરે!
ત્યાં ઝગમગ ઝમ ઝમ થાય–વરસે છે મોતિરે !

ભાવાર્થ—તરવેણી ત્રણ નદિના સંગમને કહે છે ગંગા જમુના અને સરસ્વતી એ ત્રણે નદિયોનાં સંગમ રૂપ–મનુષ્ય દેહમાં પણ–ઇંગલા, પિંગલા અને સુંખમનાં નાડીયોના ગતિ રૂપી તરવેણી ઘટમાં એટલે શરીરમાં જાપ જપનારનાં દેહમાં અખંડ જ્યોતિ દેખાય છે. તે એવી રીતે જગમગતી હોય છે કે જાણે મોતિનો વરસાદ વરસતો હોય નેં ! એવો આનંદી દેખાવ થાય છે,

સુફી—મતનાં મુસલમીન મજ્ઞાયખનાં એક અભ્યાસીએ–મજકુર પ્રસંગને લગતો આનંદ નીચે મુજબ જણાવ્યો છે.

[ પદ. ]

ક્યાહી મઝા હયે દેખો સાધુ,
અનહદ બાજા બજતા હયે-ટેક
પહેલે દિલમેં ચંદા ઓભી,
ઝગમગ ઝગમગ કરતા હયે
ઉસ્કે અંદર હયે ચક મુરત;
બિરલા કોઈ નિરખતા હયે.
ક્યાહી મઝા હયે.
સબ મસ્તા હયે દિલકે અંદર,
ગુરસેં સિખો ઉસ્કા મંતર
બીના ગુરૂ યેહ બાત ન બુઝે,
નૂગરા સિરકો ધુનતા હયે
ક્યાહી મઝા હયે

ત્યાર પછી પીર સાહેબે જણાવ્યું કેઃ—

સખી વંકનાળ મુકામ—કે સાચો કહીયેરે!
તિયાં નિરત, સુરત મળીબેય, કે પરચો લહયેરે!

ભાવાર્થઃ—ઉપર મુજબ જ્યારે ઘટમાં જ્યોતિનો પ્રકાશ આનંદ આપે છે ત્યારે તેને પોતાની આત્મ દ્રષ્ટિ વડે "વંકનાળ" એટલે બરડાનાં

ભાગમાં જ્યાં આંતર દ્રષ્ટિનો માર્ગ છે. તે માર્ગ વાંકાનેળ એટલે વાંકુનેરૂં માર્ગમાં આવે છે તે મુજબ હોવાથી જ્યારે આંતર દ્રષ્ટિ ત્યાં સુધી જાય છે, ત્યારે તે "વંકુ-નાળ" ના મુકામ ઉપર "નિરત" અને "સુરત" બેઉ એકઠા થાય છે એટલે જાપ જપનારનું "ધ્યાન" અને "જ્ઞાન" એકત્ર થાય છે "નિરત" એટલે શાંત લક્ષ અને "સુરત" એટલે સારૂં લક્ષ એ બેઉ એકત્ર થવાથી જાપ જપનારને આ અદભૂત દિવ્ય દ્રષ્ટિના પ્રભાવની પ્રતિતી થાય છે. અને તેથી સાવધ અને જાગૃતપણે રહેનાર ચમત્કારિક લાભ લઇ શકે છે. અહીં આત્મ દ્રષ્ટિની પહેલી મુસાફરીને વિશ્રામ સ્થાન મળે છે.

ત્યાર પછી પીર સાહેબ જણાવે છે કે:—

**સખી એટલા સરવે નિશાન—કે મેલ્યાં નીચારે !**
**ભાઈ તેથી ઉંચેરો દેશ—કે ચડવા• ઉંચારે ?**

**ભાવાર્થ:**—હવે જ્યારે ઉપરનાં ચિન્હો જાપ જપનારને માલમ પડે ત્યાર પછી પોતાની આત્મ

દ્રષ્ટિને સગાર ઉંચી ગતિમાં લઇ જવાનો વખત આવે છે.

ત્યાર પછી પીર સાહેબ જણાવે છે કે:—

**સખી ×પાંચ કોશ પર ગામ—કે નિશાન ધારીરે!**
**ત્યાં ધરિ સુરતિનું ધ્યાન—કે શ્વાસો મારીરે!**

**ભાવાર્થ:**—ઉપર મુજબ આત્મ દ્રષ્ટિને ઉંચી ગતિ આપતાં "પાંચ-કોશ" એવા નામથી ઓળખાતા શરીરનાં અંદરનાં વિભાગમાં જે સ્થાન છે. ત્યાં પહોંચવાનો નિશાનો રાખીને દ્રઢ પ્રીતિનાં ધ્યાને શ્વાસ ને મારવા પીર સાહેબ જણાવે છે.

ત્યાર પછી પીર સાહેબ જણાવે છે કે:—

**સખી સઘળારોમે રોમ, લાગ્યા જપવારે;**
**ત્યારે સઘળા તે ઘટના ચોર, લાગ્યા છપવારે.**

**ભાવાર્થ:**—ત્યાર પછી જાપ જપનારનાં શરીરના રૂવે રૂંવાંમાંથી મંત્રોચ્ચારનો આવાજ (ધ્વની) નીકળે છે. જ્યારે આ સ્થિતિ થાય છે ત્યારે દેહની અંદર જે હરકત કરતાં ઘટના ચોર રૂપી તંતુઓ (નકસાની ખાહેશોના ઉત્પાદક)

×પાંચ-કોશ-એટલે—૧. અન્નમય કોશ, ૨. પ્રાણમય કોશ, ૩. મનોમય કોશ, ૪. વિજ્ઞાનમય કોશ. ૫. આનંદમય કોશ.

તે આ ગુરૂમંત્રનાં ધ્વની નીકળવાથી છુપાઇ જાય છે એટલે શકિતહીણુ થઇ પોતાનું બળ વાપરી શકતા નથી. ને દબાઇ જાય છે.

ત્યાંર પછી પીર સાહેબ જણાવે છે કે:—

સખી પીંડ તણી ખબર, કે સઘળી વીસરી રે;
જ્યારે સુરતી ચડી બ્રહ્માંડ, કે ફુટી નીસરી રે.

ભાવાર્થ:—આ આત્મ દ્રષ્ટિમાં ઇન્સાન એવો તો તલ્લીન બની જાય છે કે તેને પોતાના દેહની શુધ્ધી પણ રહેતી નથી. અને એવીજ હાલત ચાલુ રહેવાથી સુરતી એટલે સારૂં લક્ષ બ્રહ્માંડમાં એટલે શિરોભાગમાં પહોંચે છે. તે વખતે જેમ કોઇ ઝીણાં વેહમાંથી શેડો ફુટતી હોય તે માફક સુરતીનાં અણુંઓ ક્રમવાર એક ઝીણી શેડ (કિરણ) માફક વછુટે છે.

ત્યાર પછી પીર સાહેબે જણાવ્યુ છે કે:—

સખી અરશ કુરશીનાં કોટ, જોયા નીરખી રે;
એવા સપ્તદ્વીપ નવખંડ, જોયા પરખી રે.

ભાવાર્થ:—જ્યારે સુરતીનાં અણુંઓ પ્રબળતાંથી વછુટીને શિરોભાગમાં પહોંચે છે. તે વખતે

આત્મદ્રષ્ટિએ અર્શ (તખ્ત) કુરશી (સિંહાસન) નો રમ્ય કોટ (ગઢ) જોવામાં આવે છે. અને ત્યાંથી પછી આ દુનિયાની રચના મુજબના † સાતદ્વીપ અને †† નવખંડ પોતાનાજ દેહમાં જાપ જપનારા પોતે જોઇ શકે છે.

પીર સાહેબ પોતે પોતાને દેખાયેલા આ દેહ રૂપી દુનીયાની યાદી આપતા ફરમાવે છે કે મ્હેં ઉપર મુજબની રચના ખાત્રી કરીને જોયેલી છે.

| †સાત દ્વીપનાં નામ. | નવ ખંડના નામ.†† |
|---|---|
| ૧ જંબુદ્વીપ | ૧ ઇલાવૃત–જગતની વચ્ચે |
| ૨ પ્લક્ષદ્વીપ | ૨ કેતુમાળ–પૂર્વ દિશામાં |
| ૩ કુશદ્વીપ | ૩–૪–૫ હિરણ્ય, ૪ કુરૂ |
| ૪ ક્રૌંચદ્વીપ | ૫ રમ્ય–ઉત્તરે ૬ ભદ્રાશ્વ |
| ૫ શાકદ્વીપ | પશ્ચિમે ૭–૮–૯ ભરત, |
| ૬ શાલ્મલીદ્વીપ | કિંનર, હરી. દક્ષિણે. |
| ૭ પુષ્કરદ્વીપ | × |

ત્યાર પછી પીર સાહેબે જણાવ્યું છે કે:—

સખી વેદ–કીતાબની માંય, એ ગમ નાહીરે !
તીયાં નહિ દિવસ નહિરાત, ધુપ ન છાંઇરે !

ભાવાર્થ:—આ આત્મ દ્રષ્ટિની ઉપર કહેલી બાબતો માટે પીર સાહેબ જણાવે છે કે વેદમાં કે કિતાબમાં એ "રીત" બતાવેલી નથી

કારણ કે વેદમાં અને કિતાબ કહેતાં કુર-
આનમાં જે જે બાબતો છે તે શરીયતનાં
જાહેર મુદ્દાઓ ઉપર છે. પરંતુ તેના ભેદની
બાબતોનો ખુલાસો તો દરેક ઝમાનામાં જાહેર
ઇમામજ જાણનાર હોય છે અને તેથીજ
કુરઆન અને ઇમામ આ દુંનયામાં અંત
સુધી જાહેર રીતે એક રૂપે રહે છે ને જુદા
પડતા નથી.

બીજી લીટીમાં પીર સાહેબે નુરાની દુન્યાનું દશ્ય વરણુવ્યું છે કે એ એવો નુરાની પ્રકાશ છે કે ત્યાં દિવસ કે રાત અને તડકો કે છાયો કંઇપણ સંભવતું નથી. ત્યાર પછી પીર સાહેબ જણાવે છે કે:—

સખી કેવા સરીખો નથી, એ મારો સ્વામી રે;
એતો જોયા સરીખો છે, અલખ અનામી રે.

ભાવાર્થ:—આ રીતે નુંર સ્વરૂપે દેખાતો–પુરૂષ અથવા ખુદાનું વર્ણન કરીને કહેવાય તેવો નથી. એટલે તે વાણીમાં આણી શકતો નથી. પરંતુ તે દરેક જીજ્ઞાસુને પોતે જોઇને અનુભવવા જેવો છે કારણ કે તેનું નામ પણ દેવાય નહીં તેવો તે અનામી અને કલ્પી શકાય નહીં તેવો અલખ જગત–કર્તા ધણી અને જોતાંજ બહુજ મીઠા એટલે પ્રેમાળ લાગ્યા !!!

અને તે માટે પીર સદરદીન સાહેબ ખાત્રી આપી કહે છે કે મ્હેં એ નુરાની સ્વરૂપ ખુદાવંદ તાલાના દિદાર નજરો નજર કર્યા છે.

એક સુફી મહાત્મા—પીર સદરદીન સાહેબનાં માફક પોતાનાંજ દેહમાં ખુદાના નુર સ્વરૂપનાં દર્શન કરવા માટે ખુલ્લાં મને કહે છે કે:—

જાગરે! તું સોવત કાહે!
 દેખતો જગમે હોવત કાહે?
તિન ત્રિલોક ઔર સાહેબ તોમેં,
 તું ઢુંઢત હુયે તોમેં આંમે
અંધરા મુરખ દેખત નાંહી,
 દેખતો તોમેં બોલત તાહે=જાગરે!
"નહનો અકરબ" આલિક બોલા,
 "મન અરફ"ને વોહ નુકતા ખોલા!
બેગીસે તું બુઝરે! મસતા,
 નાહક જનમકો ખોવતકાહે=જાગરે!

E. J. વરતેજી.

# એ હતે મા સ !!!

## તદ્દન સસ્તી ચોપડીઓ!!!

આપણા ઇસમાઇલી પીરકા માટે લોકો ખોટા ખોટા વહેમ બનાવે છે! અને આપણાજ ભાઇઓ જેઓ ઇસમાઇલી પીરકાના ઉંચા સીધ્ધાંતોથી નાવાકેફ હોવાથી બહાર ખોટી ખોટી અફવા ઉડાવે છે, ને તેથી ઇસ્લામી અને બીજાઓ ટીકા કરે છે; તેથી અમારા મંડલ તરફથી તદ્દન સસતી કીંમતે નાની નાની બુકો પ્રગટ કરી આપણા મહાન પીરોએ ઝમાનાના ઇમામના હુકમ મુજબ શુધ્ધ ઇસ્લામી તાલીમ હીન્દુ રૂઢી મુજબ રજુ કરીને દુન્યાને દેખાડી આપ્યું છે કેઃ—" ખુદાઇ ધર્મ " ની તાલીમ ઇસમાઇલી ઇમામી પીરકાના સીધ્ધાંતોથીજ ફળીભુત થાય છે. અમારા મંડલે તેવાજ શુધ્ધ હેતુથી સાહસ ખેડયો છે, તેને માટે આપણા લાગણીવાળા ધર્મ બંધુઓએ ઘટતો ટેકો આપ્યો છે. પણ જો વધુ પ્રમાણમાં આપણા દીની બીરાદરો અમારા મંડલની સસતી બુકો સામટા પ્રમાણમાં ખરીદ કરવાની દીલાવરી દેખાડશે. તો અમો તેઓના નામે ઉપકાર જાહેર કરતાં રહેશું.

ધી ઇસમાઇલી સાહીત્ય મંડળના ઓન. સેક્રેટરી.
ઠે૦ જેલ રોડ કાંડી મોહલા પો. બોક્ષ નં. ૫૦૧૭ મુંબઇ ૯

**હમણા ૩ સીરીઝ બહાર પડી ચુકી છે.**
**(તૈયાર છે) મંગાવો (તૈયાર છે) નામ નોંધાવો**

**૧ સતપંથની સચ્ચાઇ ૪ આકાશી સાંકળ**
**૨ સતપંથની હવીઓ ૫ એક રેલ્વે મુસાફર**
**૩ આત્મ દર્શન ૬ એક ક્રીસ્તી પાદરીનું લેકચર**

ઉપર મુજબ ૩ સીરીઝ તૈયાર છે ને બીજી ઘણુ છપાય છે. કીંમત ૧ પૈસાથી એક આના સુધીજ રાખવામાં આવે છે. તરતજ સામટી બુકોના જથ્થાના ગ્રાહક થઇ ઉતેજન આપવા માટે લખો.

**ધી ઇસમાઇલી સાહીત્ય મંડળના ઓન૦ સેક્રેટરી.**
ઠે૦ જેલ રોડ કાંડી મોહલા પો. બો. નં ૫૦૧૭ મુંબઇ ૯.

ધી ઇસ્માઇલી સાહિત્ય મંડળના

કાર્યવાહકોનાં નામો.



પ્રમુખ:—મુખી લાલજીભાઇ દેવરાજ.

સેક્રેટરી અને ખજાનચી } મી૦ તારમામદભાઇ રવજી.

પ્રગટકર્તા:—મી૦ મામદભાઇ વલી નાઝર

„ મી૦ નુરમામદભાઇ ઝવેર

લેખક:-મી૦ વરતેજી, મી૦ અચલ, મી૦ સીનફ

તથા બીજા મિશનરીયો પણ કામ કરતા રહે છે.